ૐ



# સુબોધક

# કાવ્યમાળા.

રચી પ્રસિદ્ધ કરનાર

**[illegible]ઘજીભાઈ હરિભાઈ બારે.**

ઠા૦ ગોપીપરા લીમડીકુંઈ સુ૦

પ્રત ૧૦૦૦.

સને ૧૯[illegible] સંવત ૧૯૮૨



સુરત-લીમડાચોકમાં આવેલા ધી સુંદર પ્રી પ્રેસમાં
શા૦ વીઠ્ઠલદાસ કીકાભાઈએ છાપી.

# પ્રસ્તાવના.

દિન પર દિન કળિનું જોર વધતું જાય છે, દુનિયાના લોકો તેના પંઝામાં સપડાય છે, અને છેવટે અધોગતિને પામે છે. પરંતું જો તેમને નીતિનો માર્ગ જડે અને કષ્ટ વેઠીને કળિના પંઝામાંથી છુટવાનો પ્રયત્ન કરે તો ઇશ્વર તેમને સહાય થાય છે, માટે તેવા લોકોને બોધ આપવા માટે પરોપકારી વિદ્વાનો પોતાને કુદરત તરફથી મળેલી કાવ્ય શકિત વડે નીતિમય કાવ્યો બનાવી જન સમુદાયમાં ફેલાવે છે.

હું વિદ્યાર્થી અવસ્થામાં હતો ત્યારથી નીતિ પ્રત્યે મને અત્યંત પ્રીતિ હતી. કેટલેક ઠેકાણે અનીતિ ચાલતી જોઇ મને અત્યંત ખેદ થતો. કોઇપણ રીતે દુનિયામાં ચાલતી અનીતિનો નાશ થાય એમ હું ઇચ્છતો. પરમાત્માની કૃપાથી કાવ્ય રચવાનું મને સહેજ જ્ઞાન પ્રાપ્ત થયું. તેથી મારી અલ્પ બુદ્ધિથી મેં થોડાંક કાવ્યો બનાવ્યાં. તે કાવ્યો પ્રગટ કરવાની ઘણા વખતથી મને ઇચ્છા થતી હતી. પરંતુ કાવ્યો લખવાનો મારો આ પ્રથમજ પ્રયાસ હોવાથી તેમાં અનુપ્રાસ માત્રા વિગેરેની કેટલીક ખામી હોય એ

સંભવિત છે. તેથી કાવ્યો પ્રગટ કરવાની મારી હિંમત ચાલી નહિ. પરંતુ જ્યાં સુધી આપણું કરેલું કાર્ય અન્ય વ્યકિત જુએ નહિ ત્યાં સુધી તેમાં શું ખામી છે તે માલુમ પડે નહિ તેથી હું મારી સઘળી હિંમત ભેગી કરી મારાં રચેલાં કાવ્યો જન સમુદાય સમક્ષ રજુ કરૂં છું, તે વિદ્વાન વર્ગ તે કાવ્યો તપાસી તેમાં રહેલી ખામી મને બતાવશે તો તેમનો મારા ઉપર અત્યંત ઉપકાર થશે.

કાવ્યોમાં દર્શાવેલ બોધ, નીતિ, અને ભકિત વાંચક વર્ગ ગ્રહણ કરશે તો મારો આદરેલો પ્રયત્ન સફળ થએલો સમજીશ

ગોપીપુરા લીમડીકુઇ
સુરત. ૧૯૨૬

હું છું સર્વનો દાસ
**વાઘજી હરીભાઇ બારોટ.**

શ્રી હરિ ૐ

સુબોધક

# કાવ્યમાળા.

## —: શ્રી સરસ્વતિ સ્તવન :—

જય જય દેવી સરસ્વતિ (૨)
કરૂં હું વિનતિ તુજને અતિ......સરસ્વતિ-જય.
હૃદયદ્વાર ખોલીને મૈયા, શુદ્ધ કરજે તું મારી મતિ
કરૂણાળી કરૂણા કરજે કંઈ, પ્રેરવજે ચિત્ત પ્રભુ પ્રતિ—સરસ્વતિ.
હરિ ગુણ ગાતાં સ્હાય કરજે, જીભાગ્રે રહેજે વસતી
તુજ સેવકને શરણે રાખી, હૃદયેથી અળગી ન થતી—સરસ્વતિ.

## ૧ ભજન (કાફી)

અકળ કળા તારી હે પ્રભુજી, અકળ કળા તારી
શંકર બ્રહ્મા સુરિગણ દેવો. પાળે આજ્ઞા તારી
મોટા મોટાં મુનિવર સઘળા, ગયા તુજથી છે હારી-પ્રભુજી.
કોઈ જન રાજા, કોઈ જન સેવક, કોઈ જન થાતા ભિખારી
જ્યાં જોઉં ત્યાં લીલા તારી ભાસે મુજને ભારી-પ્રભુજી.

## ૨ વૈરાગ્ય.

બનું જોગી ધરી કફની પ્રભુને શોધવા માટે
શોધવા માટે પ્રભુને ખોળવા માટે પ્રભુને શોધવા માટે
કફની ધરી કરમાળ ગ્રહીને ભેરવું ઝોળી,
અંગે ભભુતિ ભકિતની બસ ભકિતની ચોળી–પ્રભુ૦
સાધના ભગવાનની કરૂં હરિનું હું ભજન,
રટું મંત્ર શ્રી જગદીશનો કરૂં પ્રભુને હું પ્રસન-પ્રભુ.

---

## ૩. ભજન

લાગી લગન મને તારી, ઓ કૃષ્ણજી લાગી લગન મને તારી,
લગન મને તારી, લગન મને તારી.

મુજને ન દેતો વીસારી, ઓ કૃષ્ણજી લાગી લગન મને તારી,
લગન મને તારી, લગન મને તારી.

શ્રી ગીરધારી, કુંજ વિહારી (૨)
મુરલીધારી હો મોરારી, છબી લાગે મને પ્યારી–ઓ કૃષ્ણજી.

યમુનાને તીરે વ્હાલા, ધેનુ ચરાવે (૨)
મીઠી મીઠી મોરલી બજાવે (૨) ઓ કૃષ્ણજી

કરજોડી વાઘો કહે છે, હૃદયે તુજ નામ ધરે છે
તારો ભરોસો મને ભારી (૨) ઓ કૃષ્ણજી.

---

## ૪. શ્રી કૃષ્ણ ભગવાનને આમંત્રણ

તમે આવો પધારો હો કૃષ્ણ ભગવાન
અરજી હમારી સંભળાવીએ (૨)
દુઃખ પામે છે દેશ હમારો
હવે રહ્યો નથી કોઈ આરો
તમે પોતે પધારી ઉગારો મહારાજ–અરજી.
જુઠ પાપ અને લોભનો ભંડાર છે.
માથે રોગ અને કાળનો માર છે
વળી મોંઘવારીનો અતિ ભાર છે મહારાજ–અરજી.
હમ દેશમાં તમે તો પધારજો
વિદ્યા હુન્નરને અતિ વધારજો
કહે વાઘજી સૌને સુધારજો મહારાજ–અરજી.

---

## ૫ દૂધવાળાઓને

દયાળુ દૂધવાળાઓ દયા દિલમાં જરા રાખો,
તજીને લોભ પૈસાનો ઉદક નવ દૂધમાં નાખો.
બિચારા લોક સૌ ગરજે ખરીદે દૂધ તમ પાસે.
લિયો છો દામ મોં માગ્યા સહુ ભોળા જનો પાસે.
સહુના હિતને ખાતર પ્રભુનો ડર જરા રાખો,
તજીને લોભ પૈસાનો ઉદક નવ દૂધમાં નાંખો.
ભલુ સ્વાદિષ્ટ સારૂ દૂધ છે ખોરાક સહુ જનનો,
કરે છે પુષ્ટ તે સૌને હરે છે રોગ સૌ તનનો.
ગણી ઉપકાર ઈશ્વરનો જરા વિચાર કંઈ રાખો,
તજીને લોભ પૈસાનો ઉદક નવ દૂધમાં નાંખો.

મેળવવું દૂધમાં પાણી અતિષય પાપ એ માનું,
લખાણું વેદ પુરાણે રહ્યું કોથી નથી છાનું.
કરે છે વાઘજી વિનતિ કૃપા સૌના પરે રાખો,
તજીને લોભ પૈસાનો ઉદક નવ દૂધમાં નાંખો.

---

## કળિકાળનું દિગ્દર્શન તેને ટાળવા માટે પ્રભુને વિનંતિ.

### ૬ ગઝલ.

અરજ સુણજો અવિનાશી, હમારી ધ્યાન આપીને;
કરો આ હિંદને સુખી, હમારાં કષ્ટ કાપીને,
કઠણ કળિકાળ આ આવ્યો, અનીતિ પાપને લાવ્યો;
કરાવે કર્મ સૌ બુરાં, ફસાવી જાળમાં લાવ્યો.
અહિંસા ધર્મ જે કહાવે, પુરાણો વેદમાં ભણતા;
થયો છે નષ્ટ તો તેનો, નથી કો તે હવે ગણતા.
ધરમ પર ધાડ તો આવી, અધર્મી સૌ બન્યા આજે,
કપટનાં કામ સૌ કરતા, પોતાના સ્વાર્થને કાજે.
પવિત્ર દેવની ભૂમિ, હમારા હિંદની કહાવે,
અતિશય જીવ હિંસાથી, થઇ છે ભ્રષ્ટ તે હાવે.
પવિત્ર બ્રહ્મના પુત્રો પઠણ જે વેદનું કરતા;
બની કંગાલને ભિક્ષુક, ઘરોઘર તે હવે ફરતા.
ઉંચને નીચનો કાંઈ, રહ્યો નવ ભેદ દુનિયમા;
હોટલે ચાહને પાણી, પીતા સૌ એક પ્યાલામાં.
ઘટયું ઘી દૂધને માંખણ, વધી ગઈ ચા અને બીડી;

રહ્યા આધિન સૌ તેને, ગણીને સ્વર્ગની સીડી,
હતા જે ક્ષત્રિઓ શૂરા, ગજવતા પૃથ્વિને પૂરા;
થયા નિર્માલ્ય સૌ તેતો, બન્યા છે હાલ બહુ બૂરા.
બને ચકચૂર નિશામાં, સુખેથી મોજ બહુ કરતા,
ગુમાવી દ્રવ્યને મિલ્કત. કઢંગી ·થાતિમાં ફરતા.
હુન્નર સૌ નષ્ટ તો પામ્યા. અવિદ્યા દેશમાં જામી,
બન્યા ફેશન તણા ચેલા, થયા ક્રોધી અને કામી.
કમાઈ હોય જો થોડી, ઉપાડે વ્યાજથી પૈસા;
નકામા ખર્ચે ખરચીને, કરે છે મદ્યની નિશા,
દુકાળો દેશમા પડતા, રીબઇ રંક સૌ મરતા;
છતાં સુખ મોજને માટે, અતિશય ખર્ચ સૌ કરતા,
થઇ છે હદ હવે પૂરી, પ્રભુ કઈ દયા લાવો;
કરો કોઈ વીરને પેદા, અગર જાતે તમે આવો.
**यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम्॥**
સમય આવ્યો હવે તેવો, તમારા સુત્રની રીતે;
ક્ષમા હમને હવે આપી. પધારો શ્રી પ્રભુ પ્રીતે.
સુબુદ્ધિ આપજો સારી, કુબુદ્ધિ પાપને કાપી;
દીયો દરશન હવે હમને હૃદયમાં રો' પ્રભુ વ્યાપી.
હઠાવો દુષ્ટ કળિયુગને, ધજાઓ ધર્મની રોપી,
જગાઓ ધર્મ ને ભક્તિ, કળિના ઉપરે કોપી.
અધર્મે જે ભરી દુનિયા, કરો પાવન તમે આવી,
કહે કરજોડીને વાધો, સુધારો હિંદનું ભાવિ.

———

## ૭ દોહરો.

વારે ચઢજો વિઠલા, કરજો હમપર મેર,
ઘણા હમે દુઃખીઆ થયા, વરત્યો કાળો કેર.
જીવ ઘણા અકળાય છે, મોંઘું સર્વે અન્ન,
હરજી હાથ ગ્રહો હવે, ગભરાએ હમ મન.
રીદ્ધિ સિદ્ધિ સહુ ગયાં, જામ્યું કળિનું જોર
ભાનુનો ઉદય છતાં, થયું અંધારૂ ઘોર
ઇચ્છા હમ પૂરણ કરો, ટાળો સઘળાં દુઃખ,
બાગ બધા લીલા કરી, હસતાં રાખો મુખ
રોગ દોગ કંઈ નવ રહે, પાકે પુષ્કળ ધાન
ટળી જાય સઘળી બલા, સુપાત્રે કરીએ દાન.

---

## ૮. સ્તુતિ

જય નિરાધારના બેલી પ્રભુ હું વંદન કરૂં તમને;
દયા હમો પર રાખી, પ્રભુ દુઃખ દેશો નવ હમને-જય
સંકટ સમયે સહાય કરીને, ભકતને તારી લેજો;
બુદ્ધિ સૌની નિર્મળ રાખી, અખંડ સુખડાં દેજો-જય
નથી જગતમાં કોઈ હમારૂં, પ્રભુ તમો વિણ બેલી;
જ્ઞાન સુધારસ પ્રસરાવી, આનંદની કરજો હેલી-જય

---

## હિન્દની દશા

બુરી દશા આ હિંદની થઈ છે કળિના કાળમાં
સુધારવા તલમાત્ર પણ શકિત નથી કોઈ બાળમાં
નિર્માલ્ય સા જણ થઈ ગયા દુર્ગુણ તણા ભંડાર છે,
પાપી પ્રપંચી કામી ક્રોધી મૂર્ખના સરદાર છે.
લક્ષ્મી ખાતર કંઈક જન કન્યા તણો વિક્રય કરે,
એ રીતે પૈસા કમાઈ પેટ પાપી તે ભરે,
કંઇક જન તો સ્વાદ ખાતર પ્રાણ પ્રાણીના હરે,
દરકાર કંઇ રાખ્યા વગર ઇશ્વર તણો ડર નવ ધરે.
હરતાં અને ફરતાં સદા કદી સત્ય પણ નવ ઉચરે,
કપટી જુગારી દંભી થઈ આ જગ વિષે તેતો ફરે.
વેદની શિક્ષા પ્રમાણે કોઈ કંઈ નવ ચાલતા,
જોગી કરે કંઈ ભોગને, બ્રહ્મચર્યને નવ પાળતા.
વિનંતિ સ્વિકારો હે પ્રભુ, આ હિંદ પર કૃપા કરો,
આ દુષ્ટ કળિને ટાળવા, અવનિ વિષે તમેઅવતરો.
અરજી કરૂં છું એટલી, છું રંક બાળ હું તમ તણો,
અંતર વિષે મુજ દેશ ખાતર, થાઉં છું દુઃખીઓ ઘણો.
લાચાર છું બળહિન છું, વળી દ્રવ્ય વિણ કંઈ રંકછું,
દુઃખ ટાળવા મુજ દેશનું, કંઈ જ્ઞાન વિણ અજ્ઞાન છું.
શ્રદ્ધા અતિ છે તમ વિષે, અમ દુઃખ સૌ તમે ટાળશો,
આ હિંદ પર કૃપા કરી, સૌ રંક જનને પાળશો.
કરજોડીને કહે વાઘજી, અરજી ઉરે તમે ધારજો,
મુજ દેશ હિંદુસ્તાનને કળિ કાળથી ઉગાર જો.

## વિધિના લેખ

વિધિના લખ્યા લેખ નવ ટળે નશીબમાં લખ્યું હોય તે મળે
પૂર્વ જન્મનાં બીજ રોપેલાં
આ જન્મે તે ફળે,
કુદરતની એ અગાધ લીલા
દુનિયામાં કોણુ કળે—નસીબમાં

---

## હિંદીઓને વિનંતિ

(શેઠ શગાળશા સાધુને સેવે વાણીઓ પાળે વર્ત એ રાહ)
વિનવું છું હું હિંદ જનોંને સાંભળો મારી શીખ,
દશા તમારા દેશની જોઇ હવે બનો જરા ઠીક.
પછી પસ્તાશો પુરારે બનો હવે હિંદના હીરા,
દ્વેષ અને આળસ તજીને થાઓ હવે તૈયાર.
વ્યસન સઘળાં અળગાં મુકી હુન્નરી થાઓ આવાર,
દશા તો થઇ છે બુરીરે રહી નથી કંઇ અધુરી.
મોજને શોખ હવે બહુ કીધાં રહ્યો નહિ કાંઇ અંક,
દામ ઘણા ખર્ચાઈ ગયાને થઈ બેઠા હવે રંક.
કરો હવે કામ કંઈ સારાં રે સુધારો ઢંગ તમારા,
કરણુ અર્જુન વિક્રમ રાજાએ કીધાં કેવાં કામ.
ધ્રુવ પ્રલ્હાદને ધર્મ જેવાએ રાખ્યાં છે અમર નામ,

તેના તમે વંશજ વીરારે થયા કેમ આમ નમેરા.
રામ, કૃષ્ણ, બુદ્ધ ઇશ્વિર કેરા થયા પવિત્ર અવતાર,
તેઓ તણા તમે બાળક થઇને કેમ ચૂકો આચાર;
જરા કંઈ વાત વિચારોરે નીતિ જરા કંઇક સુધારો.
રામ કૃષ્ણ, પરમહંસના જેવા થયા પવિત્રજ જન,
ધર્મ ખાતર અતિ સંકટ વેઠી કીધા પ્રભુને પ્રસન;
ભકિતતો ભાવથી કીધીરે શિખામણ સારી દીધી.
રામ તીર્થ દયાનંદની સાથે થયા વિવેકાનંદ,
ગોખલે ગાંધી તિલક જેવા જોઇને પામો આનંદ;
હવે જરા આંખ ઉઘાડોરે તજો તમે ભુંડા ભવાડા.
ક્ષમા હું યાચું હિંદ જનોની કહ્યા જે સઘળા બોલ,
ઇશ્વરને હું અરજ કરૂં છું, ધર્મતણા દ્વાર ખોલ;
કહે છે વાઘજી હરી, દુ:ખ નવ પામીએ ફરી.

---

**ભજન**

ભારે ભરોસો મને તારો રે દયાળુ
કીડીને કણ, હાથીને મણ,
જેને જે જોઇએ તે દેનારો રે દયાળુ-ભારે.
જ્ઞાન અને, સદબુદ્ધિ દેજો
પૂરણ ઇચ્છા હમારી કરજોરે દયાળુ-ભારે.

---

## ગરબો

જાગો ભારતનાં તન (૨) નિંદ્રા મહીં શું પડી રહ્યા,
ઉઠો થાઓ તૈયાર (૨) આળસની માંહે સડી રહ્યા,
જાગશો નહિ તો પછી પસ્તાવો થાશે—જાગો

સાખી.

અન વસ્ત્રો મોંઘાં થયાં...મોંઘી સઘળી ચીજ,
વરસ્યા વિણ ખેતર મહીં સુકાઈ જાયે બીજ.
ખેતી કારો સૌ પોકારો કરે છે,
ઢોરો બિચારાં સૌ ભુખે મરે છે,
દયા કંઇ દીલમાં લાવો—જાગો.

સાખી.

હોમ યજ્ઞ કરતા નથી, ધરે નહિ કો ધ્યાન,
તૂપ્ત કર્યાં નહિ દેવને ભૂલી ગયા સૌ ભાન.
માટે હવે તો વિચાર કરીને,
હરિતણું હવે ધ્યાન ધરીને,
હોમના યજ્ઞો આદરવા—જાગો.

સાખી.

અરજ કરો ભગવાનને રાખી નિરમળ મન,
દૂર્વ્યસનને કારણે વાપરશો નહિ ધન.
બીડી ચા દારૂનો ત્યાગ કરીને,
દેશતણી દાઝ કંઈ દીલમાં ધરીને,
કરો પ્રભુને પ્રસન્ન—જાગો.

————

## ભારતનાં બાળકોને.

ભરતભૂમિનાં બાળક સઘળાં, (૨) આવો હળી મળી મળીએ,
દેશોન્નતિ કરવાને માટે, કેળવણી ધન રળીએ
કેળવણીથી જ્ઞાનજ મળશે,
દુર્ગુણ:દીલના સઘળા ટળશે,
રાય રંકનો ભેદ ગણ્યા વિણ સાથે રહી સૌ ભણીએ-દેશોન્નતિ.
જ્ઞાન મેળવ્યું અરજુન કરણે,
રહ્યા સદા ગુરૂને શરણે,
શરણ ગુરૂનું લઇને સઘળા શુદ્ધ કેળવણી ભણીએ-દેશોન્નતિ.

---

## એક બાળકની ઇશ્વર પ્રત્યે પ્રાર્થના.

કષ્ટ નવ દેશો પ્રભુજી (૨)
હમે સૌ બાળ તમારારે—કષ્ટ,
જ્ઞાન અને સદ્બુદ્ધિ આપી, દયા હમો પર કરજો,
પાપ હમારાં ક્ષમા કરીને, દુખડાં સઘળાં હરજો—કષ્ટ.
રોગ કાળને મોંઘવારીનો, વરત્યો કાળો કેર,
ગરીબ બિચારા લોકો સઘળા, પેટ ભરે શી પેર—કષ્ટ.
પેટ પૂરતુ અન્ન મળે નહિ કપડાંની પણ તાણ,
તો પછી દૂધ ઘી ક્યાંથી પામે, તમથી નથી અજાણ-કષ્ટ.
શ્રીમંતો સૌ મોજ કરે છે, મોટર ગાડીએ ફરતા,
ગરીબ બિચારા નોકર, સઘળા દેવામા સડબડતા-કષ્ટ.
સખત કામ લે નોકર પાસે, દયા ન દીલમાં ધરતા
નોકરથી અતિ દ્રવ્ય કમાએ, છતાં કદર નવ કરતા-કષ્ટ.

# તૈયાર થાય છે.

## અત્યંત બોધદાયક રસિક નૉવેલ

# "સંસાર ચક્ર."

અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવનાર પાસે મુળ કિંમત કરતાં પચ્ચીસ ટકા ઓછા લેવામાં આવશે તેમજ સહાયક તરીકે તેઓનાં નામ પ્રગટ કરવામાં આવશે. લગભગ ત્રણુસો ગ્રાહકનાં નામ નોંધાયા પછી નોવેલ બહાર પાડવામાં આવશે. માટે લખો:—

વાઘજી હરિભાઈ બારોટ.
ગોપીપુરા લીમડીકુઇ—સુરત.